શ્રી

# અમદાવાદ ખમારનો

# નિયમો.

લખી છપાવી પ્રસિદ્ધ કરનાર,

શેઠ કેશવલાલ અમરતલાલ વકીલ.

ઠે. તાજપુર લાંબીશેરી—અમદાવાદ.

પ્રથમાવૃત્તિ.  પ્રત ૧૫૦.

સંવત ૧૯૭૩. સને ૧૯૧૭.

અમદાવાદ ઢીંકવા ગેટ પાસે આવેલા શાન્તિ વિજય પ્રિન્ટીંગ પ્રેસમાં
ઇશ્વિરલાલ કેશવલાલ વકીલ અને માણેકલાલ માધવજીએ છાપ્યું.

મુલ્ય ૧ આનો.

(૧) શ્રી.

# શ્રી અમદાવાદ ખમારની ન્યાત સમસ્ત

સંવત ૧૯૭૩ ના મહા સુદ ૭ ને વાર સોમ તા. ૨૯ જાન્યુઆરી ૧૯૧૭ ના રોજ અમદાવાદ મુકામે ખમારની ન્યાતની વાડીમાં ન્યાત એકત્ર થઈ શેઠ તથા ન્યાતના આગેવાનો તથા ન્યાતના બધા ભાઇઓની સંમતીથી નીચે પ્રમાણે ઠરાવ કરવામાં આવ્યા છે. સદરહુ ઠરાવની નકલ અમદાવાદની ખમારની ન્યાતના લાણા દીઠ માણુસને આપવી અને જ્યાં જ્યાં આપણી ન્યાત છે ત્યાં મોકલવી.

## નિયમો નિચે પ્રમાણે.

૧. વરકન્યાનો વિવાહ કરવામાં આવે ત્યારે તેના માબાપે અગર માબાપ ન હોય તો તેના વાલીએ ન્યાતની ચોપડીમાં નોંધાવવા જોઇએ અને તે બદલ ન્યાત દસ્તુરીના બે ઉપક્ષના માણસોએ રૂ. ૦–૫–૩ સવાપાંચ આના નાળીએર તરીકે આપવા જોઇએ, ત્યારે તે વીવાહ થયો એમ મનાશે તે વીના કોઈ કહેશે કે વીવાહ થયો છે તો તે કબુલ કરવામાં આવશે નહીં. તેમ તે બદલ ન્યાત ફરીયાદ પણ સાંભળશે નહીં. અત્યાર સુધીમાં થઇ ગયેલા વિવાહ પૈસા આપ્યા વગર નોંધાવી જવા.

૨. પલ્લુ-હાંસની જણુસ સાથે રૂ. ૧૫૧) નું લેવાનો ઠરાવ કરવામાં આવે છે તે પલ્લાની જણુસો કન્યાના માબાપ કહે તેવી કરાવી આપવી પણ રોકડ કાંઇપણ નાણું લેવું નહીં તેમ આપવું નહીં. આ પ્રમાણે નક્કી કર્યા છતાં કોઇપણ વધારે લેશે અથવા આપશે તો તે સખસ ન્યાતનો ગુન્હેગાર થશે અને આ પલ્લાની જણુસો કોઇનાથી વેચાણ કે ગીરો મુકાશે નહીં.

૩. વિવાહ કરેલી છોકરીને મોશાળ સાસરીઆં તરફથી તેડવામાં આવે છે ત્યારે છોકરીને કાંઇ આપવાનો રીવાજ છે પણ ઠરાવ કરવામાં આવે છે કે રૂ. ૫) પાંચ રોકડા આપવા તેના કરતાં વધારે આપશે કે લેશે તો તેઓ ન્યાતના ગુન્હેગાર થશે અને તેમની પાસેથી ગુન્હેગારીના રૂ. ૧૧) લેવામાં આવશે.

૪. એક ઉપર બીજી સ્ત્રી જે કોઇ કરે; તો જો પહેલી સ્ત્રી ૩૦ વર્ષની થઇ હોય તેમ તેમે કાંઇ ફરજન ન હોય તો તેની પાસેથી રૂ. ૫૧) લેવામાં આવશે તેમજ આગલી સ્ત્રી સાથે ન બને તો, તે સ્ત્રીના ખોરાકી પોશાકીના ન્યાત ઠરાવે તે પ્રમાણે આપવામાં આવશે.

૫. જો કોઇ માણુસ ન્યાતની પરવાનગી વગર અથવા પરવાનગીથી કન્યાની ઉમર ૩૦ વર્ષની થઈ ન હોય તે પહેલાં બીજી અથવા ત્રીજી કરે તો તેની પાસેથી ન્યાત રૂ ૨૫૧) લેશે અને કન્યાની ખોરાકી કલમ ૪ માં જણાવ્યા મુજબ ન્યાત ઠરાવી આપશે. ત્રીજી કન્યા વખતે બીજી વખતની કન્યાની ઉમર ધ્યાનમાં લેવામાં આવશે.

૬. જો કોઇ માણુસ પોતાની સ્ત્રી લુલી તથા લંગડી તથા આંધળી છે એમ કહી ન્યાતની પરવાનગી વગર કન્યાની ઉમર ૩૦ વર્ષની થઇ ગયા બાદ બીજી અથવા ત્રીજી કરશે તો તેની પાસેથી ન્યાત રૂા. ૧૫૧) લેશે અને કન્યાના ખોરાકી કલમ ૪ માં/જણુાવ્યા મુજબ ન્યાત ઠરાવી આપશે. ત્રીજી કન્યા વખતે બીજી વખતની સ્ત્રીની ઉમર ધ્યાનમાં લેવામાં આવશે.

પરવાનગી લઇને કરશે તો ફક્ત રૂા. ૫૧) લેવામાં આવશે.

૭. ધણી પોતાની સ્ત્રીને ફારગતી આપે છે તેમ સ્ત્રી લે છે તે બદલ ન્યાત તેની પાસેથી રૂા. ૧૫૧) લેશે અને ફારગતી ઉપર ન્યાતની સમક્ષ ન્યાતના શેઠ શાક્ષી કરી આપશે ત્યારે તે ફારગતી ખરી મનાશે તે વિરૂધ કોઇ ચાલશે તો તે ન્યાતનો ગુન્હેગાર થશે અને ગુન્હેગારી બદલ રૂા. ૫૧) લેવામાં આવશે.

૮. કરેલો વિવાહ છોકરીના માબાપ કે છોકરાના માબાપ તોડશે તો જે તોડશે તેણે પ્રથમ રૂા. ૫૧) આપવા અને ત્યાર પછી તે વિવાહ તુટેલો ગણાશે. રૂા. ૫૧) પ્રથમ ન્યાતમાં આપ્યા વગર બીજા કોઇએ વિવાહ કરવો નહીં તે છતાં બીજો કોઇ કરશે તો તે પણ ન્યાતનો ગુન્હેગાર થશે અને ગુન્હેગારી બદલ રૂા. ૫) લેવામાં આવશે.

૯. ધણી મરી જાય અને બૈરી નાતરે જવાની હોય તો તે વખતે આગલા ધણીનું પલ્લુ તથા લુગડા વીગેરે જે કાંઇ ચીજો હોય તે તેના છોકરાને અથવા છોકરીઓને આપ્યા વગર જવાય નહીં. અને જો છોકરા કે છોકરી નાના હોય તો તેના વાલીને આપવા અને છોકરા કે છોકરી ન હોય તો તેના નજીકના વારસને ન્યાતની સમક્ષ સોંપ્યા વીના તેમજ ન્યાતની પરવાનગી સીવાય નાતરે જવાશે નહીં. તેમ છતાં કોઇ માણુસ નાતરે લઇ જશે તો તેની પાસેથી વસુલ કરવા ન્યાત જે ઠરાવ કરશે તે તેને કબુલ રાખવો પડશે. પતવ્યા વગર જાય તો રૂા. ૨૫) ગુન્હેગાર તરીકે લેવામાં આવશે.

૧૦. પરણેલી અગર નાતરાની સ્ત્રી ગુજરી જાય તો સ્ત્રીના માબાપે પલ્લા વીગેરેની જે કાંઇ ચીજો હોય તે તેના સાસરીઆને ગોરણીના રૂા. ૩૦) કાપી લઇ મરી ગયાની મોતીથી દીન ૮ માં પાછી સોંપવી. નહીં સોંપશે તો તે ન્યાતનો ગુન્હેગાર થશે અને ગુન્હેગારી તરીકે રૂા. ૧૧) લેવામાં આવશે. નાતરાવાળી સ્ત્રીના રૂા. ૩૦) ગોરણીના કાપવા નહીં. ધણી મરી જાય તો પુરેપુરૂ પલ્લુ આપવું.

૧૧. ગોરવ કરવો યા ન કરવો એ પોતાની મરજી ઉપર છે.

૧૨. શ્રીમંતની ન્યાત કોઇએ કરવી નહીં પણ તેના પચાસ માણસ સ્ત્રીના બાપ તરફના જમાડવા અને પોતાના સગાવહાલા જમાડવા હોય તો જમાડે અને જો શક્તિ હોય તો હાથે નોતરા ફેરવીને, ખોળો ભરે તે દિવસે જમાડે તથા બીજે દિવસે પણ જમાડવું હોય તો હાથે નોતરા દઇ જમાડે તથા રૂા. ૫) સાસુના હાથમાં આપે.

૧૩. જે ધણીની ઓરત ઘર માંડીને ન રહે અને ધણીની ફરીયાદ આવે અને ન્યાતના કહ્યા પ્રમાણે તે ઓરત ન વર્તે તો તેને દશ ન્યાત સુધી પાટે બેસાડી જમાડવામાં

આવશે અને દશ ન્યાતોની અંદર તે જમવા નહીં આવે તો તેને જમાડવામાં આવશે નહીં. તેમજ તેના ઘરનો વહેવાર બંધ કરવામાં આવશે.

૧૪. ધણી પોતાની ઓરતને નહીં રાખે અને જો તેની ઓરતની ફરીયાદ આવશે અને ન્યાતના ધારા પ્રમાણે નહીં ચાલે તો તેને દશ ન્યાતો સુધી પાટે બેસાડી જમાડવામાં આવશે અને દશ ન્યાતોની અંદર તે જમવા નહીં આવે તો તેને જમાડવામાં આવશે નહીં. તથા તેના ઘરનો વહેવાર બંધ કરવામાં આવશે.

૧૫. કોઈ પુરૂષ અથવા સ્ત્રી કુછંદ ચાલે છે અગર નહીં ખાવાપીવાની ચીજ ખાય છે અગર પીયે છે એવી ફરીયાદ કોઇની આવશે અથવા તો ન્યાતના જાણ્યામાં આવશે તો તેને એકદમ ન્યાત બહાર મુકવામાં આવશે.

૧૬. કોઇ પુરૂષ અગર સ્ત્રી ૩૦ વર્ષની ઉમરની થયા પહેલા ગુજરી જાય તો તેની ન્યાત કોઇએ કરવી નહીં ને તે કરશે તો તે ન્યાતનો મોટો ગુન્હેગાર થઇ ગુન્હેગારી તરીકે રૂા. ૧૦૧) લેવામાં આવશે.

૧૭. કોઇને ન્યાત જમાડવી હોય તેને ન્યાતના વાસણ આપવામાં વાંધો નથી પણ જેટલી ન્યાતો જમાડે તેટલી ન્યાતોનો દરરોજનો રૂા. ૧) પ્રમાણે લેવામાં આવશે.

૧૮. કોઇપણ માણસને ન્યાત ખવડાવવાની શકતી ન હોય તો ન કરે તે બદલ ન્યાત તરફથી કાંઈ વાંધો નથી.

૧૯. ન્યાત જમાડવા સીવાય કોઇને ન્યાતના વાસણ જોઇતા હશે તો તેને પણ આપવામાં આવશે પણ તેની પાસેથી દરરોજનો રૂા ૧) લેવામાં આવશે.

૨૦. પરગામનો વર કોઇ પરણવા અથવા તો નાતરૂ કરવા આવે તો તેની પાસેથી સવામણ ઘી નાંખીને મગસ તથા અધમણ ઘી નાંખીને પુરી કરે. એ પ્રમાણેની વરોઠી લેવી અને એ પ્રમાણે વરોઠી કરવા તેની ખુશી ન હોય તો રૂા. ૨૫૧) ન્યાતે રોકડા લેવા. ન્યાતનું પીરસું દોઢશેર પ્રમાણે વરોઠીનું આપે.

૨૧. કુંવારૂં નાતરૂં ન્યાતની પરવાનગી વગર થાય નહીં. તે વિરૂધ કરશે તો રૂા. ૧૦૧) ગુન્હેગારી લેવામાં આવશે.

૨૨. બહારગામ કોઇ પરણી આવે તેને ન્યાત ન કરવી હોય તો તે તેની મરજી ઉપર છે.

૨૩. કોઇ માણસ અમદાવાદ નાતરૂ કરવા આવે અથવા પરણવા આવે તેની પાસેથી રૂા. ૫૧) ન્યાત લેશે પણ આ બધા ઠરાવની નકલ ગામોગામની ન્યાતપર મોકલવામાં આવશે. તે ગામો પૈકી " અમે રૂા. ૫૧) અમદાવાદવાળા પાસેથી લઇશું નહી એવી કબુલત આપશે " તો તે ગામોવાળા પાસેથી આપણે પણ લેવા નહીં પણ ખંભાતવાળા અથવા બીજા ગામવાળા કબુલત ન આપે અને અહીંયાથી વર જાય તેની પાસેથી રૂા. ૫૧) કરતાં વધારે લે તો જેટલા રૂપીયા લે તેના કરતાં સવાગણા રૂપીયા આપણે લેવા.

૨૪. અમદાવાદની ખાતે બે હપ્તે થઈને રૂ. ૧) વેરાનો આપે છે અગર કોઈ વખત બીજો વેરો નાંખવામાં આવે છે તે વખતસર આપતા નથી. ઉપર પ્રમાણે જે કોઇ વખતસર આપશે નહીં તેને નાતનું લહાણું થાય તે આપવું નહીં તેમ જ્યાં ગામડે થાય તે પણ આપવું નહીં. એવા માણસોનું લહાણું નાતે લઇ પોતાના કબજામાં રાખવું અને વેરો પતેથી આપવું.

૨૫. આગળ જે જે વિવાહ તથા લગન થઇ ગયા છે તેને માટે રૂા. ૧૦૦) નું પલ્લું ગણી આ નિયમો લાગુ પાડવા.

૨૬. પરગામ કોઇ માણુસ કન્યા આપે તેના પક્ષાનો જે કંઇ લેવાનો ઠરાવ કર્યો હોય તે નાતમાં નોંધાવે તથા નાત્રાનું પલ્લુ પણ નોંધાવે. તે ઉપરાંત કાંઇ ખાવાને માટે રકમ લે નહીં ને લેશે તો નાતનો ગુન્હેગાર થસે અને ગુન્હેગારી તરીકે ૨૦૧) બસોએક લેવા. નોંધાયલા ઉપરાંતની રકમ અપાવવામાં આવસે નહીં. ગામને ગામમાં કોઇએ પક્ષા ઉપરાંત ખાવા લેવા નહીં, લેસે તો તે પણ નાતનો ગુનેગાર ગણાઇ તેની પાસેથી ગુનેગારીના રૂા. ૨૦૧) લેવામાં આવશે.

૨૭. નાતમાં શું થાય છે તથા કેવા નિયમો તથા ઠરાવો થાય છે તે નાતનાં દરેક ભાઇઓએ જાણવા જોઇએ અને તે માટે દરેક ભાઇઓએ હાજર રહેવું એ જરૂરનું છે તો પણ કોઇ નિષ્કાળજી રાખી અગર બીજા કાંઇ કારણથી ન આવે તો તેની પાસેથી રૂા.૦–૨–૦ લઈ જે પૈસા આવે તે મંદીરમાં આપવા અને જે અડધો રૂપીઓ લઇ મંદીરમાં રૂા. ૬૦) આપીએ છીએ તે પેટે મજરે લઇ બાકીના રૂપીયા ઉઘરાવી રૂા..૬૦) પુરા કરવા. આ બે આનાનો હિસાબ જુદો રાખવો.

૨૮. જે કોઇ માણુસ નાત કરે તે પથાણું ભરાયું હોય તે વખતે મંદીરમાં રૂા. ૧) એક આપે. મહારાજના હાથમાં આપે નહી.

ઉપર પ્રમાણે આજરોજ નિયમો હમો નાત ભાઇઓની સમક્ષ નાતભાઇઓને વંચાવી તથા સમજાવી ઘડયા છે તે હમને કબુલ છે અને તેથી આ નીચે હમોએ વાંચીને સહીઓ કરી છે. આ નિયમોનો અમલ આજરોજથી કરવો. તા. ૨૯ જાન્યુઆરી ૧૯૧૭.

આ નિયમોની નકલો ૧૫૦ છપાવી આપણી નાતના ઘેરેઘેર મોકલવી.

૧ શેઠ કેશવલાલ અમરતલાલ વકીલ
૨ ,, જેઠાલાલ કેશવલાલ વકીલ
૩ ,, માણેકલાલ હરીલાલ સહી દા. પોતે
૪ ત્રીકમલાલ હરીલાલ સહી દા. પોતે
૫ રતીલાલ ગોરધનદાસ સહી દા. પોતે
૬ ચુનીલાલ અમરતલાલ તરફથી
જેઠાલાલ કેશવલાલ વકીલ
૭ છોટાલાલ ઘહેલાભાઈ તરફથી
જેઠાલાલ કેશવલાલ વકીલ
૮ સાકળચંદ નરોતમદાસ સહી દા. પોતે
૯ ગોપાલદાસ હરગોવનદાસ સહી દા.
જીવણલાલ ગોપાલદાસ
૧૦ ભોગીલાલ ઝવેર સહી દા. પોતે
૧૧ લલુ મનોર સહી દા. અમરતલાલ કુબેરદાસ
૧૩ ચુનીલાલ મગનલાલ સહી દા. ઇશ્વરલાલ
૧૩ પરસોતમ રણછોડ
૧૪ ઇશ્વરલાલ છોટાલાલ
૧૫ જેઠાલાલ મુળચંદ સહી દા. પોતે

૭૭૨૫

૧૬ લલુ મનસુખ સહી દા. ગોપાળદાસ
૧૭ મથુરદાસ ગુલાબચંદ સહી દા. પોતે
૧૮ ભગુભાઈ ફીકાભાઈ સહી દા. સીતારામ
૧૯ બાપાલાલ છગનલાલ સહી દા. અમરતલાલ
૨૦ મુળચંદ જેસીંગદાસ સહી દા.
મફતલાલ મુળચંદ
૨૧ ચુનીલાલ હરીભાઈ સહી દા. ચીમનલાલ
૨૨ મુળચંદ ગગલ સહી દા. ગોપાળદાસ
૨૩ જગજીવન કાળીદાસ સહી દા. અંબાલાલ
૨૪ ગીરધર દલસુખ સહી દા. મોતીલાલ
૨૫ ભીખા બલાખી સહી દા. જીવણલાલ
૨૬ પરસોતમ કાળીદાસ સહી દા. મણીલાલ
૨૭ નરોતમ ગગલદાસ
૨૮ ગીરધર હરગોવન
૨૯ ક્રસનદાસ બાલમુકન
૩૦ મગનલાલ લલુભાઈ
૩૧ સાકળચંદ કાળીદાસ
૩૨ બાપાલાલ નારણદાસ સહી દા.
મણીલાલ બાપાલાલ
૩૩ પાનાચંદ કુબેર
૩૪ ભીખાભાઈ ચુનીલાલ
૩૫ ભોગીલાલ રણછોડ
૩૬ મગનલાલ ડોસાભાઈ
૩૭ ગોપાળદાસ સીવાભાઈ
૩૮ ડાહ્યાભાઈ ગોપાળદાસ સહી દા. પોતે
૩૯ નાથાલાલ મોતીલાલ
૪૦ બાપાલાલ મુળચંદ
૪૧ પાનાચંદ કાળીદાસ
૪૨ કેશવલાલ નરોતમદાસ સહી દા. સાકળચંદ
૪૩ નાથાલાલ લલુભાઈ
૪૪ છગનલાલ મનસુખ સહી દા. પરસોતમ
૪૫ દોલતરામ હરગોવન સહી દા. હરીલાલ
૪૬ અમરતલાલ પાનાચંદ
૪૭ મોહનલાલ
૪૮ મુલચંદ રણછોડ ભગત
૪૯ પરસોતમદાસ ગીરધર
૫૦ કુબેરદાસ ત્રીકમલાલ
૫૧ ગોવીંદ અંબારામ સહી દા. છોટાલાલ
૫૨ મોતીલાલ રણછોડ
૫૩ કેશવલાલ મગન હરજીવન
૫૪ ગીરધરલાલ મગનલાલ
૫૫ ધીરજલાલ ચીમનલાલ
૫૬ બખાલીદાસ ખેમચંદ
૫૭ ગોકળ મગન
૫૮ નગીનદાસ ગીરધર સહી દા. હરીલાલ
૫૯ ચુનીલાલ છગન
૬૦ માણેકલાલ ચુનીલાલ
૬૧ નાનસા રણછોડ સહી દા. પોતે
૬૨ છગન રણછોડ
૬૩ અમરતલાલ નરોતમદાસ
૬૪ પરસોતમ દલપત સહી દા. પોતે
૬૫ ડાહ્યાભાઈ ભોગીલાલ સહી દા. પોતે
૬૬ રણછોડ મહાસુખ
૬૭ અમરતલાલ મુળચંદ દા.
મણીલાલ અમરતલાલ
૬૮ આતમારામ સાકળચંદ
૬૯ રણછોડ રૂઘનાથ સહી દા. કેશવલાલ
૭૦ છગનલાલ રૂઘનાથ
૭૧ સાકળચંદ નારણદાસ દા. મણીલાલ
૭૨ ચુનીલાલ તરભોવનદાસ
૭૩ અમથા ત્રીકમ સહી દા.
મણીલાલ બાપાલાલ
૭૪ ભીખાભાઈ મુળજી સહી દા. પોતે
૭૫ મણીલાલ સોમનાથ
૭૬ છોટાલાલ કેશવલાલ સહી દા. પોતે
૭૭ ચુનીલાલ અમથા



